બનામે ખુદા.

શેઠ બમનજી ન, ફ્રામરોજીની કસાયલી કલમથી લખાયેલ,

# બાપના શ્રાપ.

નાટકનો સાર તથા ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર—

" ધી પારસી એમેચ્યુઅર્સ ક્લબ "

તરફથી,

ફીરોજશા ખરશેદજી કારંજાવાલા.

ઠે, લાલદરવાજા—અમદાવાદ.

સને ૧૯૨૨ પ્રત ૧૦૦૦ આવૃત્તિ પહેલી.

શ્રી જૈન એડવોકેટ પ્રી. પ્રેસમાં, શા 'ચીમનલાલ ગોકળદાસે' છાપી.
ઘીકાંટા વાડી—અમદાવાદ.

કીંમત ૦—૪—૦

૨૦૨૯

૮-૨-૬
ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૦૧૪૯



# દીબાચો,

ખુદાના હજારો હજાર શુકર માનવાનાં કે ઘણાં હાંરેસાઓ અને હાડમારી પછી આ ખેલ "બાપના શ્રાપ" આપ આલમની સમક્ષ ભજવવાની હીંમત કરી શકુછું, ઉપરા સાપરી ચાર વખત "નાદીર જંગ" થયા પછી મને ખ્યાલ આવ્યો. કે કંઇક નવીન મિષ્ટાન અમદાવાદની શોખીન પ્રજાને પીરસવું અને તેથી મશહુર લેખક શેઠ બમનજી કાબરાજીની જાણીતી કલમથી લખાયેલો ખેલ "બાપના શ્રાપ" ના ઉદાર અને કદરદાન માલીકની માયાભરી મહેરબાની અને ખાસ રજાથી આજુ બાજુનું વાતાવરણ વિરૂદ્ધ હોવા છતાં ભજવવાની હિમત કરૂછુ અને મને આશા છેકે તે પાક ખુદાની મહેર બાનીથી હમારી મહેનતનો બદલો એક *Success* જ થશે.

માહરે ભુલવું નહી જોઇએ કે આ માસ્ટર થીએટરના માલીક શેઠ માણેકજી જીવણજી માસ્તરે એક લેહજામા થીએટર મને આપ્યું અને મી.—સોરાબજી ઓગરાએ પુરતી મદદ કરી. માહરે કહેવું જોઈએકે મને જો મી. ભોગીલાલે એમનો કીમતી વખત રોકીને મદદ ન કરી હોતતો હું બહુ મુઝવણમાં આવી પડત. વળી આમાં માહરે ખા—બા રૂસ્તમજી વકીલનો

ઉપકાર માનવાનો છે. કે જેમના એક બોલથી મહારૂં શું કામ સેહેલું થઇ પડતું તું માહરે મહારા મુરબ્બી કા શેઠ ફીરોજશાહ કાવસજી કારંજાવાલાનો ખાસ ઉપકાર માનવાનોછે કેજે મુરબ્બીએ મને જે કીમતી મદદ આપીછે તે મારી જીંદગીભર કદીબી ભુલીશ નહીં, અને મી. દીનશાહ ડી. કામાકે જેવણ સાહેબ પણ ઘણા મહેરબાન હતા.

હવે છેલ્લાં માહરે માહરા બધા એમેચ્યુઅર્સ મીત્રોનો ખાસ ઉપકાર માનવાનોછે અને ખાસ કરીને માહરા મીત્ર–મી. પેસ્તનજી પટેલ અને મી. પેસ્તનજી ગબલા કે જે સાહેબો મને ખાસ દીલથી મદદ કરતા હતા.

ખુદા મને મહરી મહેનતનો સારો બદલો આપે અને આપ આલમની મહેરબાની ચાહતાં:—

લી. તમારો તાબેદાર—

**ફીરોજ ખરસેદજી કારનજાવાલા.**

# પાત્રો,

## પુરૂશો:—

| | |
|---|---|
| હાદુર સરદાર જી સોહરાબજી સી. આઇ, ઇ. તીબાવા)... ... | સરકારી માન અકરામ પામેલો એક ધનવાન પારસી શેઠીયો. |
| લ સરદાર... ... | તેનો બેટો. |
| હીમ લવંગ્યો ... | એક અઠંગ જુગારી અને લોફર, જાલનો દોસ્ત. |
| ધનજીશાહ ધના પટેલ | સુરતનો એક માતબર શેઠીયો, જરનો કાકો, પેસીબાવાનો જીવેજાન દોસ્ત ને વેહવાઈ, |
| વીકાજી વખારીયા... | એક પારસી પ્લીડર |
| કુંવરજી... ... ... | પેસીબાવાનો વિશ્વાસુ નોકર ને પુરાણો કારભારી |
| દારાબદારૂ ... ... | પેસીબાવાના ઘરના પંથકી. |
| માણેકજી માખન્યા | એક બેરીસ્ટર. |
| ખાનસાહેબ ચાનજી-ભાઇ ચીચીપોપો.... | એક ધસેલો કૉમીસરયેટ કૉન્ત્રેકટર. |
| પેમલો ... ... ... | માખન્યા બેરીસ્ટરનો લાલ્યો નોકર. |
| ફરામજી કોનસ્ટેબલ | |
| જાંહાંગીર | જાલ સરદારનો બેટો, |
| ભીખો, | ભાઠેના એક તાડીના પીઠાનો માલેક. |

## સ્ત્રીઓ:—

| | |
|---|---|
| જરબાનું... ... ... | ધનજીશાહ ધુનાપુરેવની ભત્રીજી કરી લીધેલી દીકરી, જાલ સરદારની ધણયાણી. |
| સીલ્લા ... ... ... | માખન્યા બેરીસ્ટરની બૈરી. |
| હીલ્લા ... ... ... | ચાજીનભાઇ ચીચીપોપોની બૈરી. |
| અમીના ... ... ... | જરબાનુની વિશ્વાસુ દાયા |
| ભીખી ... ... ... | ભીખા બાકેવાની બૈરી. |

એ ઉપરાંત જુગારીઓ, નાયકણીઓ, પોલીસ સીપાઇઓ, બાલ્યાઓ વીગેરે વીગેરે.

વખત–હાલનો

સ્થલ–મુંબઇ અને બાહું,

પહેલા અને બીજા આંકા વચ્ચે ત્રણ વર્ષનો ગાળો,

બીજા અને ત્રીજા આંકા વચ્ચે પંદર વર્ષનો ગાળો.

---



બનામે ખુદા.

# "બાપના શ્રાપ."

## નાટકનો ટુંક સાર

---

## અંક પહેલો.

### પ્રવેશ પહેલો— ચીમોરનું જુગારખાનું

જુગારીઓ જુગાર રમતા અને દારૂ પીતા લહેરમાં છે તેટલામાં લીમ લવંગીયાનું આવી જુગારની જય પોકારવી, વીકાનું જુગાર તરફ નફરત અને લીમ સાથે વાતચીત કરવી. તેટલામાં જાલ જુગારીનું જુગાર માટે અફસોસ કરતાં આવવું લીમે હીંમત આપવી, ધનજી કાકાએ આવી જાલને જોઈ હેરત થવું, પોલીસની દોડાદોડ, જુગારીઓની નાશ ભાગ

### પ્રવશ બીજો—

માણેકજી માખણીયા બેરીસ્ટરનાં નોકર પેમલાએ શેઠની તારીફ ગાવી ! ! ! ! ! અડધા ચકરમ મા. ચાનજીભાઇ ચીચી પોપો એ ( ખાનસાહેબ ) આવી પેમલાનાં સેઠ માટે પુછપરછ કરવી. હાસ્યવિનોદ, સીદ્દલાં હેરતમાં ખાનસાહેબને જોઇને બેરીસ્ટર વિષે વાતચીત.

## પ્રવેશ ત્રીજો—

જરનું અમીના પાસ પોતાના નશીબ માટે બળાપો કરવો, પેશી બાવાને બીમાર હાલતમાં ઈઝીચેર પર બેસાડી લઈ આવવું, જાલ આવી પેશીબાવાને નમન કરે છે, બેટાને શીખામણ

## પ્રવેશ ચોથો—

સીલ્લાએ માણેકને ઠપકો દેવો. માણેકનો ઢીંગડ ઢાગડ બચાવ હીલ્લાએ આવી માણેકનું પોગલ ઉઘાડુ પાડવું.

## પ્રવેશ પાંચમો—

પેશીબાવાને કુમલો વાત કરે છે, તેટલામાં વીકાએ આવી લગન અટકાવવા ધનજીશાહની ચીઠી આપવી. બાદ ધનજીકાકાએ ગુસ્સામાં આવવું જાલ અને લીરા આવી જુએ છે તો બધો પરપોટો ફુટીગયેલો માલમ પડે છે હરામખોર કોન્સટેબલ ચોરાયેલાં ઘરેણામાટે તગાજો કરેછે. ગભરાટ **'બાપના શ્રાપ'** પેશીબાવાનું મહોત.

## ટેબલો.

———

# અંક બીજો

---

## પ્રવેશ પહેલો—

અંક પહેલા અને બીજા વચ્ચ ત્રણ વર્ષનો ગાળો (જાલનું ઘેર) જર એકલી ગાતી અને રડતી બેઠેલી છે. અમીના આવી ધીરજ આપે છે, જાલ ગુસ્સામાં દાખલ થાય છે. જરે સમજાવવું, પૈ-સાની માગણી, પૈસા લઈ જુગાર દેવીને અર્પણ કરવા જાયછે, ધનજીકાકા આવી ગરીબ થોડા બોલી જર માટે અફસોસ કરે છે જાલ આવે છે ઘુરકા ઘુરકી.

## પ્રવેશ બીજો

ભોળી સીલ્લાએ માણેકને સીધો કરવા માંટે રચેલા પ્લોટનો વી-ચાર કરતો પેમલાખુરીમાં આવછે. ખાનસાહેબે આવી ખલેલપાડવી ચતુરાયથી પેમલાએ ચાનજીભાઈને પાછા કાઢવા, ઘોટાલા પર ઘોટાલો બેરીસ્ટરનો બરડો બેવડ, ખુલાશો અને ખુશાલીમાં બે-ઉનું સુધરીજવું.

## પ્રવેશ ત્રીજો.

જાલે ફોર્જ કરેલી ખોટી હુંડીઓની બાબતમાં લીમ ફુટી જો જે ખબર કરવા ધનજીકાકા જર પાસ આવે છે, ગભરાટ જાહ અફસોસ કરતા રડતા આવવું. મેલાપ અને જુદાઈ શોક.

---

# અંક ત્રીજો

## પ્રવેશ પહેલો

અંક બીજા અને ત્રીજા વચ્ચે પંદર વર્ષનો ગાળો. ભાઠા ગામની પાદરે ભીખા ભાઠેલાનું તાડીનું પીઠું. સુરતીલાલાઓ ખાવા પીવામાં અને ભીખાને ભીખી સરભરામાં. એટલામાં રત્નો ભુત ( જાલ ) જુગાર પર લ્યાનત વરસાવતા આવી ચઢે છે, ભીખો ધમકાવે છે. ભીખી દયા ખાઇ ખાવાનુ આપે છે; પોતાના ખોવાઈ ગયલા સગા વાહલાઓની શોધમાં ધનજી કાકા ભાઠા તરફ આવેછે બીલ આપી જાલને ખેપીઆ તરીકે રસ્તો દેખાડવા લઇ જાયછે. એટલામાં જાલનાં દીકરા જહાંગીરનું તેજ માત પીતાની શોધમાં તેજ તરફ આવવું અને પરપુછ કરવી ભીખાનો સાથ ભીખીની નીર્દોષતા.

## પ્રવેશ બીજો

વુના વેશમાં લીમનું જંગલ ભટકવું ને પોતાની બદલા-હાલતનો બળાપો કરવો.

## પ્રવેશ ત્રીજો

ા ગામના એક ઝુંપડામાં હમેશનાં કમનસીબ જર શોકાતુર ાતમાં બળાપો કરતી નજર આવેછે ધનજી કાકાનું લોહી રે-જાસે માલા માલ માલ થઈ ખાવા પીવાનું લઈ પ્રવેશ કરવો જાલ રને શોક તજી દેવા કહે છે. અને બાસકેટમાથી દુધલઈ જાગ્ર વા જાયછે એટલામા લોહીના ડાઘા જોઈ જર ગભરાયછે. લી-ભીખામાટે પોકારતો આવેછે. ઓળખાણ, લીમ ધનજી કા-ાના ખુન વીશે તારી જાયછે. અને બેહુ લાશને ઠેકાણે પાડવા યછે જહાંગીર આવી પોતાની માતાને ઓળખી ભેટે છે, જા-લ આવી જોય છે, અને વહેમાય છે, લીમ પાસથી કોહાળી લ-ઈ મારવા જાય છે, ઓળખાણ ખુલાસો લીમનુ ખુન જાલ પાણી માગેછે. પણ પાણીનું ગલાસ પડી જતા પાણી પાણીના દીલ મુઝાવનારા પોકાર વચ્ચે જાલ પ્રાણ ત્યાગ કરેછે, "બાપના આપ" ખરા ઠરે છે.

## ટેબ્લો



१०२८९



સાહેલીયાં—  ( ગાય ૧ )

લાજ શરમ રખલે પ્રભુજી મોરી
સકલ જગતકા પાલનહારા
આસ કરતહું મંય ચેરી તોરી પ્રભુ મોરી—લાજ
એમ કુશલ સંપત સુખ પાવે
સંકટ સબ ટલ જાએ
ભજન કરે ભગવાનકા
તો મનકા આશા પાએ
કયસી ખુશાલી નીરાલી હય આલી
યહ ઇશ્વરકી હમપર કીરપા હાં--હાંજ

( પરવાનગીથી મળેલું )

( ગાયન ૨ )

કાફિરે ઇશ્કમ મુસલમાની મરા દરકાર નીસ્ત
હરરગ મનતાર ગશતાઃ હાજતે જુન્નાર નીસ્ત
અજ સરે બાલીને મન બર ખીજ અયનાદાં તબીબ
દર્દ મન્દે ઇશ્કરા દારૂ બજુજ દીદાર નીસ્ત
લયલા લયલા લયલા અફસરે ખુબાં લયલા
દિલો જાને મા ફીદા એ રૂખે તાબાં લયલા
લયલા પે હુર લયલા ચશ્મેતો મખમૂર લયલા
લયલા લયલા લયલા બસ તૂઇ જાના લયલા

મન ગુલામે તુઉતુ શાહે હસીના લયલા
આ શકે રંજૂર લયલા અજતુ શુદા દૂર લયલા
લયલા લયલા લયલા બસ તુહી જાના લયલા
જીકરમ ગર બેનવાજી શવદ બેહુસાં લયલા

(પરવાનગીથી મળેલું)

સીમ— ( ગાયન ૩ )

જુગારીનો સદા જયછે બોલી ફેંટો ભાગ્યોદય છે,
ડાહ્યા કાગડા એમ કહે કે જુગાર ખરાબ ઘણો છે,
હું તો કહું મારો જુગાર રમો તો તેમાં સવાબ ઘણો છે.
મનશ ગવશને કુનશની એ ત્રણ ફરમાનો આલા છે.
જુગાર એથી આલા જાણે જે ખરા અક્કલવાળા છે.
લાલાજીઓ જરા મને કહો કે શરત શું બહેતર છે,
એ ફેશનેબલ ગેમ્બલીંગ જુગારથી બહેતર શુરે પત્થર છે

પેમલો ( ગાયન ૪ )

પહેલા લાત પછી વાત એવી જાત તેની ચાકરી કેમ કરવી
એવું જોઇ મારા મન ગભરાયો.
એવી તો મારી જાત ગવી:— પહેલા—
અમો લાલાની જાતતો સારી સકારી ભાઈ,
બીજી બધી જાત બહુ નઠારી.
મારે તો તેની શી ચાકરી રડવી:— પહેલા—

જર

## ( ગાયન ૫ )

માહરૂં દુઃખ ન જાણે કોઈ હું તો પ્યારની પ્યાસી:— માહ:
દરદીની ગત તો દરદી જાણે બીજું ન જાણે કોઈ:— માહરૂં
કાંટા ઉપર સેજ બીછાવી રયન ગુજારૂં રોઈ— માહરૂં

## ( ગાયન ૬ )

વર સાસુને ઘર ગવા નીકળ્યા મસ્તકે બાંધ્યા માંડવા,
વેલા તે જોઈ વર ફરગયો ગલે શોભાવ્યો હારરે,
વર આયોરે જરબાનુ તારોરે માંગે ઉતારા ઠારરે,
ઉતારા આપો વાડીનાં મન હશે તે વરની માંડીનાં,
ઉતારા આપો બાગનાં મન હશે તે વરનાં બાપનાં.

સીલ્લાં—

## ( ગાયન ૭ )

મહોબત મુજ સનમની જે તે માહરી જીંદગાની છે.
અમરગી આપનારૂં એ ખરૂં અમૃત પાણી છે.
જફાકારો વફા ચાહી બનો નાં બેવફા તમે,
વફાઇ દીલબરોની દીલભરી એક દીલજાની છે.
પરસ્તેસ એ હમ નારીનીં ખુદાને બીતો પ્યારી છે
ખાવીંદનો ચાહ નીખાલસ તે મીંસાલે કીસ્સા કહાણી છે,
ખાવીંદનો ચાહ ખરેજ બહેનો ખુદાની ખુદ ખુદાઈ છે
સુખી તે નર સુખી તે નાર જેની જીંદગી વફાની છે.

ાણેક— ( ગાયન ૮ )

ફેશનનો આજે જમાનો છે યાર નાર સઉ વાતે મરદોની સરદાર
મેમ્બર થઇ નાર સઉ કરશે કાઉન્સીલનો કારોબાર.
બચ્ચાં રમાડવા જમાડવા ખવાડવા મરદોને સોંપ્યું એ કામ
અમેતો પહેરીયે ઓઢીયે ફરીયે હરીયે ખુશીથી હરીયાફીનાર;

## અંક બીજો

જર— (ગાયન ૯)

આશા મારી છે ખરી એ માંન માંન યજદાં તું જરી,—આ૦
દાદ માહરી લઇ દે યારી હમ પરનું દુઃખ દે ટાલી—(૨)
રંજ કાપી ગંજ આપી કર સુખી તું ઘર જરથી ભરી—(૨)
માંગુ હું કરગરી માંન માંન યજદાં તું જરી,—આશામારી

પેમલો— (ગાયન ૧૦)

મોટા તે લોકના મોટા ભવાડ જોવાની આવે મજાહ મારા લાલ
આ મારો છેટ બડો લુચ્ચો લાલાજી,
ઉંડા પાણીની રમે છે એ બાજી,
એવા પાણીયે ચરે કેમ વાલ—મોટા૦
ચાબકે મારો એવા જે પાજી ખાસડાં ખાઇને થાય છે રાજી,
દોલાના ઘોડાની ચાલે છે ચાલ—મોટા૦

સીલ્લાં— (ગાયન ૧૧)

દીલની એ દીલદારી પ્યાશ વિનાની ખાલી—(૨)
જુરી જાય આ ડાલી માલી વિનાની ખાલી.—(૨)
જીગર તું ક્યાં એ ઝુરાયે દીલના દીલની માહે,—(૨)
દીલદારની એ છે યારી મતલબમાં એ સમાઇ—(૨)
મહોબતની આએ જાલી તોડે જો કોઈ ખાલી (૨)
સંસાર લો દુઃખી માની ફાની આ જીંદગાની

(૧૨)

માણેક—જુત્યાં ખાધા,
કાનજી—ફુટયાં માથા,
સીલ્લા— } ઝીધા સીધા બૈરીઓએ
હીલ્લા— }
ચાનજી— } બરીયું જીવતર,
માણેક,— } લ્યાનત તુજપર,
લાલ્યો—આ લોક બધા હસે છે તોએ.
શીલ્લા— } બૈરાઓનું રાજ આજ નક્કી થયું
હીલ્લા,— }
માણેક — } ને મર્દોનું તો પાણી જુઓ આજ ઉતરી ગયુ.
ચાનજી-- } સૌ રોબને રૂવાબ બધુજતુ રહ્યું
સીલ્લા }
હીલ્લા. } શરમ શરમ બધુ બઈરાઓનુ કહયુ થયુ,
પેમલો }

લાલ્યાઓ ( ગાયન ૧૩ )

હામલ્યાને વિનંતિ કરીને ઓધવ કહેજો અરજી રે
દુધ વા દહીનાં દામતો દેજો ખાઇ બેઠાશુ કરજીરે-હા
ફાટી કામળી ફેંકી હાની ની મલ્યો હું દરજીરે:—હા
અહીં હુરતની કન્યા મોહી વાહ કુબડીના વરજી—હા

જાલ— ( ગાયન ૧૪ )

જ્યારે અક્કલપર પડે છે પથ્થર સારૂં કદી સુજતું નથી.
જેપર પડે તે પોતેજ ભોગવે કદર કાંઇ બુજતું નથી.-
છતી આંખે બને આંધળો સારૂં તે સુઝાડે કોણ.
સારૂં કહ્યુ તે લાગ્યું ખારૂં સારૂં કદી રૂચતું નથી.-જ્યારે,
બદ બખ્તી શીકાર કરે જે છતા કાને છે બહેરો તે
પડતીમાં તેને વગર ઠોકર કોઇ કશું પુછતું નથી.—જ્યારે.

લીમ ( ફકીરના વેશમાં ) (ગા. ૧૫)

હરે રામ હરે રામ હરે રામ હરે (૨)
ભજાકર એહી નામ અરે બાવરે.
રામ નામકો જાપ છોડ કર ઔર નામકા કોન કરે (૨)
કોન પીએ મોરીકા પાની જબહો અમૃત કુંડ ભરે-હરે

જહાંગીર ( ગાયન ૧૬ )

માનવ ન ગુમાવ તું જીવન નકામું તેતો જાણીને
ઉડી જાવું બની પતંગ અંગ છે ખાખ માનીને—માનવ
અરે રે કાયા માયા તો જગતમાં ફાની છે.
સમાલીલે જવાનીને જવાની ન રહેવાની છે.—માનવ.